# ગરબીયો અઠાવીસ.

( પીર શમસદીન મહમદની ભાંખેલી. )

[ ગુજરાતીમાં. ] આવૃતી પહેલી નકલ ૫૦૦

## મુખી લાલજીભાઈ દેવરાજ.

ધી ખોજા સિંધી છાપખાનું.

૧૧૩, પાલખી મહોલા,

મુંબઈ નં. ૯.





આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી "ખોજા સીંધી પ્રી. પ્રેસ" ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નં. ૯ માં મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા પ્રી. પ્રેસ, ૧૧૩, પાલખી મહોલા મુંબઈ, નં. ૯ માં પ્રગટ કરી.



સંવત ૧૯૭૭. તા. ૨૦ આગસ્ટ ૧૯૨૧.

# ગરબીયો - અઠાવીસ.

## પીર શમ્સદીન મહમદની ભાં ખેલી.

### ગરબી પહેલી.

આદ ગુર શમસ મુન્નવર જાણુ, તે તો ફરયા બહુ જુગ પ્રમાણ. ૧
તે તો ગયા ફીરતા અનલવાડમાંહે, ત્યાં હીન્દુ રહે છે અતીજ આહે. ૨
તેના દેવલ દેરા અતીજ ઘણા, તે તો માતા ભવાનીને માને તતક્ષણા. ૩
તે તો ગરબી રમતાં નોરતાં માંહે, ગુર શમસ ગયા છે ત્યાંય. ૪
ત્યાં આસુ સુદ એકમની રાત, તે ગરબી પેલી રમે સહુ સાથ. ૫
ત્યાં છત્રીસ પંડીત તો કથા કરે, પાંચસો રમતીયા રમે છે ખરે. ૬
ગુરજી ઉભા જાઈ તેણે ઠામ, સુણ્યા વચન હીન્દુના તમામ. ૭
તે તો નાચે બહુ અતી ગાવે ગીત, પથર સાથે તેને બહુ પ્રીત. ૮
તારે પીર શમસને કરોધ્ધજ થયા, તે તો નાચણહારા માંહે જઇ નાચ્યા. ૯
તારે ગીત ગાયા ગુરજી ગનાન, તે સુણવા લાગા હીન્દુ અજાણ. ૧૦

### ગરબી બીજી.

આજ આનંદ પામ્યા મન કે, સતગુર સેવીયારે લોલ. ૧
તમે ભુલા મ મુરખ લોક કે, મરમ સ્નેહ ધરોરે લોલ. ૨
એ તો પાખણ દેવલ ભુત કે, ફેરા શું ફરોરે લોલ. ૩
તમે સરેવો સતગુર નુર કે, ગુર અનવર ધણીરે લોલ. ૪

તમે દાન દસોંદ રહેજો પુર કે, તો ફળ પામશોરે લોલ. ૫
એ તો પુરા રખીસર કરશે રાજ કે, જે સતપંથે ચાલશેરે લોલ. ૬
તમે નાચો દીન ને રાત કે, કાંઇ નવ પામશોરે લોલ. ૭
એ તો પાથર સરવે ભુત કે, બોલે બી નહીરે લોલ. ૮
તમે ભુલો તે ફોગટ કાંહે કે, જે ઘડયાં માનવીરે લોલ. ૯
એ તો ગરબી જુઠા છે દેવ કે, ભવાની છે કયાંરે લોલ. ૧૦
એ તો ગુરબ્રહ્માની કળા ભરપુર કે, ત્યાં સરવે રહેરે લોલ. ૧૧
તમે જુઠા જુવો સબ સંસાર કે, જનમથી જાણજોરે લોલ. ૧૨
તમે માનો અલી અવતાર કે, તો ફળ પામશોરે લોલ. ૧૩
તો પાપ પ્રાચત થાશે દુર કે, પદમી પામસોરે લોલ. ૧૪
એમ સમજાવ્યા તે સતગુરે સાચ કે, તોય નવ જાણીયારે લોલ. ૧૫
તે તો સુણ્યા સરવે લોક કે, વળતાં બોલીયારે લોલ. ૧૬
તમે આવજો બીજી રાત કે, મલી કરી નાચીયેરે લોલ. ૧૭
એમ બોલ્યા ગુર સમસ પીર કે, ચેતીને ચાલજોરે લોલ. ૧૮

## ગરબી ત્રીજી.

ગુર આવ્યા બીજી રાત કે, આવીને નાચીયારે લોલ. ૧
તારે બોલ્યા મીઠા બોલ કે, અમરત વાણીયારે લોલ. ૨
તમે સુણજો સરવે સાથ કે, ચેતીને ચાલજોરે લોલ. ૩
એ તો સારા મકર છે ભરપુર કે, નીસ્ચે જાણજોરે લોલ. ૪
તમે મનમાંહે કરો વીચાર કે, પાથર શું હશેરે લોલ. ૫
તમે સરેવો સાહેબ સીરજણહાર કે, દ્રઢ વિશ્વાસીયારે લોલ. ૬
જેણે સરજી ચારેહી ખાણ કે, જીવજ નાંખીયારે લોલ. ૭
જેણે કીધાં તે ભગતુના કામ કે, જુગા જુગ આવીયારે લોલ. ૮
જેણે રૂખમુગતને લીધો ઉગાર કે, વરત છોડાવીયારે લોલ. ૯
જેણે ગઉતમ કેરી રાખી લાજ કે, ગરન ઉજાણિયારે લોલ. ૧૦

તેણે ધ્રુવને આલીયું અવીચળ રાજ કે, પદમી પામીયારે લોલ. ૧૧
તે તો થંભથી ફુટી આવ્યા બાર કે, પેલાજ તારીયારે લોલ. ૧૨
ત્યાં હરણાકંસને માર્યો ઠાર કે, નખેસું વીદારીયારે લોલ. ૧૩
તેણે હરીચંદનો ઝાલ્યો હાથ કે, તેને ઉગારીયારે લોલ. ૧૪
તે તો દુવાપર જુગમાંહે હોતા સાર કે, પાંડવ તારીયારે લોલ. ૧૫
આજ કલજુગમાં કરોડ બાર કે, સતીયાં સાચસુંરે લોલ. ૧૬
પછે છેલ્લી સંધે મુનીવર વીર કે, અનંત ઉગારસેરે લોલ. ૧૭
એમ બોલ્યા ગુર સમસ પીર કે, સતે સુધા રહોરે લોલ. ૧૮



## ગરબી ચોથી.

ગુર આવતા સરવે રાત કે, ગનાન સુણાવતારે લોલ. ૧
તોય મુરખ ન સુણે ગેમાર કે, કાને બેરીયારે લોલ. ૨
ગુર બોલ્યા મીઠા બોલ કે, સાંભળો સારથીરે લોલ. ૩
તમે કાંઇ કરો છો જુઠા બેસ કે, જાણો નવ જુઠકુંરે લોલ. ૪
તમે સરેવો સાચો નામ કે, નર નકલંકીતણુંરે લોલ. ૫
જેણે અરસ કુરસને રાખ્યા એમ કે, સરવે ઉપાયારે લોલ. ૬
જેણે ચંદ્ર સુરજ સરજયા સાર કે, પવન પાણિયારે લોલ. ૭
એવાં કરજો આછાં કામ કે, ચોખાઇ આપણીરે લોલ. ૮
તમે કાંઇ ન જાણો સતપંથ ધરમ કે, રદામાંહે જુદીયારે લોલ. ૯
તમે કુડ કપટને નાખો બાહાર કે, રૂડાઇ આપણીરે લોલ. ૧૦
તમે ધ્યાવો તે ધરમ આચાર કે, ગુર બ્રહ્માજીતરે લોલ. ૧૧
જેનું નામ માહમદ નુર કે, આખર અંબોયારે લોલ. ૧૨
તમે સમરણ તેની કરજો સાર કે, મઉલાઅલી માનજોરે લોલ. ૧૩
જેનું હાજર જોમા કહિયે નામ કે, શાહ નીજારિયારે લોલ. ૧૪
તેના અનવર છે ઇમામ કે, જુગ કાયમ કીયારે લોલ. ૧૫

કે તમે સાંભળો સાચું ગીનાન કે, તમે સરેવજોરે લોલ. ૧૬
તમે પામસો પેલો પાર કે, સરગે જાશોરે લોલ. ૧૭
એમ બોલ્યા ગુર સમસ પીર કે, દસોંદ સુધા રહોરે લોલ. ૧૮

## ગરબી પાંચમી.

કે તમે અમીરસ પીજો દીન ને રાત કે, નુર નુરાનીયારે લોલ. ૧
તો પાપ પ્રાચીત સરવે જાય કે, ચીતના ચોખલારે લોલ. ૨
એ તો આગમ વાણી સુણજો જોઇ કે, મનમાંહે માનજોરે લોલ. ૩
તમે ગીનાન વીચારી ચાલો વીર કે, નઇકા નોખલારે લોલ. ૪
જેણે ગનાન નહિ સુણ્યા કાન કે, તે ભુલાં પડયાંરે લોલ. ૫
તમે માનખો જનમ કાં ખોવો હાથ કે, ફરી નહી આવસેરે લોલ. ૬
તમે ધ્યાવો ધરમ આચાર કે, અધરમી ભુલીયારે લોલ. ૭
એ તો કરતપ આછાં કીજે સાર કે, તો વઇકુંઠ પામશોરે લોલ. ૮
તમે સતની જાણો સુધી વાટ કે, અસતી ઉતડયારે લોલ. ૯
જેણે જાણ્યા સરવે મર્મ તે ફળ પામીયારે લોલ. ૧૦
તમે કાને સુણજો આવા ગનાન કે, લાલ અમુલીયારે લોલ. ૧૧
કે તમે રખે ભુલો વારો વાર કે, ચેતિને ચાલજોરે લોલ. ૧૨
તમે રમજો સતને સંગાત કે, થીત ચોખાં કરીરે લોલ. ૧૩
તમે કુડ કપટને કરજો દુર કે, તો ફળ પામશોરે લોલ. ૧૪
તમે આછી કીરીયા કરજો સાર કે, રદામાંહે ભાવ ધરીરે લોલ. ૧૫
સત સંગત કરજો સાચી રીત કે, ધરમ સત રાખજોરે લોલ. ૧૬
સહી સરેવો તમે સતગુર નુર કે, નર કાસમ શાહાને કરીરે લોલ. ૧૭
એમ બોલ્યા છે ગુર સમસ પીર કે, તો ફળ પામશોરે લોલ. ૧૮

## ગરબી છઠી.

માંહે વરસે અમરત નુર કે, કુદરતિ ખેલજોરે લોલ. ૧
એ પડ રાતા બલદ બે ચાર કે, રાસે રાખજોરે લોલ. ૨
હર કીરીયા છે ગુરજીને હાથ કે, સમરણી હાથ કરોરે લોલ. ૩
તમે ખેતર ખેડો કીરીયા સાર કે. વરત વાવજોરે લોલ. ૪
તમે પાપના પડદા મેલો દુર કે, ચીતમાંહે ચેતજોરે લોલ. ૫
કરમનાં કાઢો કુડાં મુળ કે, મન ચોખાં કરોરે લોલ. ૬
તમે નીત નિંદામણ કરોને દુર કે, વરેહની વાડ કરોરે લોલ. ૭
તે સતનો સાવજ કાઢો બાર કે, પંખી શું કરેરે લોલ. ૮
પુન પ્રીત કરો સંગાત કે. હરીસું હેત ધરોરે લોલ. ૯
અમર ખેતર લેજો જોઇ કે, ઢગે ડાલજોરે લોલ. ૧૦
તમે લુણી લેજો લુણવાકાજ કે, અહોનસ જાગજોરે લોલ. ૧૧
ખળાં કરજો ખબરદાર કે, બે પાર પુરા કરોરે લોલ. ૧૨
ધરમના ધોરી થઇને કરજો કામ કે, અમર ઉપનારે લોલ. ૧૩
ગાડાં ભરજો ગુરનાં ગનાન કે, મંદરમાં મેલજોરે લોલ. ૧૪
ચીતમાં ચોરી મ કરજો જોઈ કે, દસોંદ આલજોરે લોલ. ૧૫
એમ રમજો દીન ને રાત કે, તો રાજ રૂડાં કરોરે લોલ. ૧૬
તમે ભાવે ભગતી કરજો :કામ કે, તો ફળ પામશોરે લોલ. ૧૭
એમ બોહ્યા ગુર શમસ પીર કે, મનસું મળજોરે લોલ. ૧૮

## ગરબી સાતમી.

તમે રમજો દીન ને રાત કે, રાજ રૂડા કરોરે લોલ. ૧
મોર છાપ કરે કીલતાર કે, જુગા જુગ જાગજોરે લોલ. ૨
તમે લુણી લેજો દુનીયા માંહે કે, રાજ રૂડા કરોરે લોલ. ૩

તો વઇકુંઠ જાતાં વરસે નુર કે, અવીચલ આગલેરે લોલ ૪
ગુર ગનાનની ધમણ હાથ કે, પુસ્તક પાલજોરે લોલ. ૫
અંકુશ અકલ લેજો હાથ કે, સીર સોંપી વરોરે લોલ. ૬
સીર પાટાનું લેજો સંસકાર કે, ખંડા શું કરેરે લોલ. ૭
એવા ફરી ફરી જનમો કાંય દુનીયામાં કે, ફેરા સું ફરોરે લોલ, ૮
આખર દુનીયાનો સીયો છે સંગાત કે, કુંવર કોડામણારે લોલ. ૯
પરભુ વીના પડરે પુરાણ કે, બીજ વીના વાવી શું કરોરે લોલ. ૧૦
તેમાં આગ અંગારાની નીપજ હોય કે, જેરના જુમખારે લોલ. ૧૧
ગુર વિના ઠગ ધુતારા લોક કે, તાસું સું મલોરે લોલ. ૧૨
ગુરનું થાનક વેદ પુરાણ કે, ગાફલાઈ શું કરોરે લોલ, ૧૩
સ્વામી આવશે જંપુ દિપ કે, ક્ષેત્ર કુંવારકારે લોલ. ૧૪
વારે વારે વગોણા થાય કે, જાતા જીવા પડોરે લોલ, ૧૫
એ તો વાટે લુટાણા સબ કોઈ કે, ધંધે ધુડ મલ્યાંરે લોલ. ૧૬
સતપંથ છે ખાંડાની ધાર કે, ગીનાન માંહે રેજોરે લોલ. ૧૭
તમે જુવો જુવો ગુરજીના વેણ કે, વીશેસ વીશ્વાસ કરોરે લોલ. ૧૮
એમ બોલ્યા ગુર શમસ પીર કે, મનસું માનજોરે લોલ. ૧૯

## ગરબી આઠમી.

તમે જપજો દીન ને રાત કે, મંદરમાં મલજોરે લોલ. ૧
જાકી સુરતી લાગી ભરમંડ કે, અમર રેલજોરે લોલ. ૨
જેવા તાણ ન તુટે તાર કે, સુરતી બાંધજોરે લોલ. ૩
અનહદ વાજા વાજે સાર કે, નીત સોહંગ ઉઠેરે લોલ. ૪
માંહે બેઠા સુરતીયા સાર કે, દુરીજન શું કરેરે લોલ. ૫
જાકી સુરતી લાગી ભરમંડ કે, નુરમાંહે ખેલજોરે લોલ. ૬
ભેદ ન જાણે પડરે પુરાણ કે, મુંઢમતિ શું કરેરે લોલ. ૭

તમે પરખો તે પરખણહાર કે ચીતમાંહે ચેતજોરે લોલ. ૮
ભરમંડ આખો કરજો હાથ કે, જ્યાં રવ ચમકાર છેરે લોલ. ૯
સીર આપ્યાથી આવે હાથ કે, તોય સોંઘો જાણજોરે લોલ. ૧૦
પુરબ જનમનો હોય સંચકાર કે, તો ફળ પામશોરે લોલ. ૧૧
સુરા હો કર લડો સનમુખ કે, સીર સોંપી વળોરે લોલ. ૧૨
તમે ગુરજી સાથે હેત કે, રિદામાંહે રાખજોરે લોલ. ૧૩
તારે અમર ખેત્ર પાકે સાર કે, હરખે ઢાલજોરે લોલ. ૧૪
હીરા મુમન કરજો હાથ કે, ફેરા શું ફરોરે લોલ. ૧૫
જોઈ જોઈ ભગતી કરજો સાર કે, તો ફળ પામશોરે લોલ. ૧૬
છાની ચોરી ન કરીયે વીર કે, દસોંદ આલજોરે લોલ. ૧૭
કે જાણી લેજો દુનીયામાંહે કે, પુસતક પાલજોરે લોલ. ૧૮
તમે ચીતમાંહે ચેતો મુનીવર ભાઈ કે, મુગતીયે માલજોરે લોલ. ૧૯
તમે જુવો જુવો ગુરના ગનાન કે, ભુલા સું ફરોરે લોલ. ૨૦
જે ચાલ્યા ગુર ગનાન પ્રમાણ કે, તે અમર હુવારે લોલ ૨૧
એમ બોલ્યા ગુરજી સમસ પીર કે, મનસુ માનજોરે લોલ. ૨૨



## ગરબો નવમી.



ભુલો ભુલો તે ભુલો ભમરડારે લોલ. ૧
કીયાં ભુલ મેરા પ્રાણેયારે લોલ. ૨
અગન જટન તરે તન જાગીયારે લોલ. ૩
અભી ભુલે સોહી પ્રાણી હારસેરે લોલ. ૪
એવા આગે તો ભવ જે લંગણારે લોલ. ૫
તમે કોસ બીધ લંગસે પારીયારે લોલ. ૬
આગે પતણ નહી કોઈ બેડીયારે લોલ. ૭
નહિ વજ નહી કોહે વુસ્રડારીયારે લોલ. ૮

સત કેરી બાંધો તમે પાલીયારે લોલ. ૯
તમને ધરમ ભ'ગાવે પારિયારે લોલ. ૧૦
ગુર જામીન તમારા ભાઇ હો ચલેરે લોલ. ૧૧
તમે ઈસ બીધ લગસો પારીયારે લોલ. ૧૨
જે કોઈ હોલે હોલે ભાઇ તરી ગયારે લોલ. ૧૩
બુડે સોહીકે જીન સીર બારીયારે લોલ. ૧૪
આગે નહી કોઈ હટ વાણીયારે લોલ. ૧૫
નહી વણજ નહી વેપારીયારે લોલ ૧૬
આગે નહી કોઈ ભેણુ નહી ભાઇયારે લોલ. ૧૭
ત્યાં નહી કોઈ બાપ નહી માઇયારે લોલ. ૧૮
ભાઇ એકલડાં ઉઠકર જાઇગેરે લોલ. ૧૯
કુછું ધરમ લીયો તમે સાથીયારે લોલ. ૨૦
એમ ગનાન શમસ ગુર બોલીયારે લોલ. ૨૧
કુછ સુકરીત કરો ધરમ સાથીયારે લોલ. ૨૨

## ગરબી દશમી.



સત મારગ શમસ પીર, દેખાડીયા ગરબીયેરે લોલ. ૧
જેણુ નીરખાં અમર નામ, તે અમર થઇ ગયારે લોલ. ૨
ગુરે હરફે હરફે કીધી બોધ, વતાવ્યા સરવેનેરે લોલ. ૩
એવા ભાખ્યા વેદ પુરાણ, તે કથ્યા મુખ થકીરે લોલ. ૪
ગુર નાચે ગરબીમાંહે, તે ગાએ કુરાનનેરે લોલ. ૫
તે તો ભાખે ભાખ્યા, અમોલ ખેલાવે ખેલડીરે લોલ. ૬
પેલા ભાંખ્યા કલપ ચાર, ઉપવાણ સેસ્ટનીરે લોલ. ૭
તેમાં ગુર ભરમાની રમતજ સાર કે, જુગ ઉપાવીયારે લોલ. ૮
જેમ વીમનવના બગાસામાંહે, ઉપના તેજ થકીરે લોલ. ૯

તેની બ્રમ રચના થઇ અપાર કે, અસ્ટ કરોડનીરે લોલ. ૧૦
તારે માયા માંડી જુગની જાલ કે, તેણુથી મોહ રહયારે લોલ. ૧૧
તેણુ પાડયો પાડયો છળ કે, રૂખીને હેરિયારે લોલ. ૧૨
તેણુ આજ કલીમાં મોચો સંસાર તે, ગાફલ ભુલીયારે લોલ. ૧૩
પછે પેલા કલપનું કરી વીસતાર કે, જંખને નીમીયારે લોલ. ૧૪
તારે કીધા છે સતપંથ ધરમ, તે આપે નરજીયેરે લોલ ૧૫
તારે ગુર સમસ ત્યાં હોતા સાર, તે બ્રહમા સત કહીયેરે લોલ. ૧૬
તેણુ પાવલ કાઢી દિધી સાર, કરી પાવન રૂસીનેરે લોલ. ૧૭
એમ બોલ્યા ગુર સમસ પીર કે, પાવલ સતે પીવોરે લોલ. ૧૮

## ગરબી અગીઆરમી.

સતે પાવલ પીયો દીન ને રાત કે, તો ફળ પામશોરે લોલ. ૧
જેમ સીધા નવાણુ કરોડી જંખ, તે અમર હુવારે લોલ. ૨
એમ સીધા તે માળા મેઘ કે, છપન કરોડીયારે લોલ. ૩
એમ સીધા તે કીન્નર દેવ કે, બત્રીસ કરોડીયારે લોલ. ૪
એમ સીધા તેત્રીસ કરોડ દેવ કે, તે ફળ પામીયારે લોલ. ૫
પછે છેલા કલપની ઘડીયું ચાર, તેમાંહે જીવ તારીયારે લોલ. ૬
તેમ પાંચ કરોડસું રાય પેલાજ, જેણે નરસંગ જપીયારે લોલ. ૭
તેમાં સાત કરોડસું હરીચંદ રાય કે, શ્રી રામે તારીયારે લોલ. ૮
એમ નવે કરોડસું પાંડવ રાય કે, શ્રી બુધે ઉગારીયારે લોલ. ૯
તેના છત્રપતી જુજેસઠલ રાય, તેને ભરણ ભરાવીયારે લોલ. ૧૦
આજ કલીમાંહે કરોડી બાર કે, સતિયા સાચસુંરે લોલ. ૧૧
તેના પીર સદરદીન તારણુહાર, તે આપે તારીયારે લોલ. ૧૨
તેણુ ધીયાવ્યા મહમદ નામ, અલી અવતારનેરે લોલ. ૧૩
આજ છેલી સંધે તારસે સાર, જે સતપંથ ધ્યાવસેરે લોલ. ૧૪
જે પાવલ પીસે મુનીવર વીર કે, દસોંદ આલસેરે લોલ. ૧૫

જે કીરીયા ચાલીસ પાલસે જન, તે અનતમાંહે આવશેરે લોલ. ૧૬
તેની સરગે હોસે વધાઈ કે, અમર ફળ પામશેરે લોલ. ૧૭
તેના એકોતેર પુરીયા સાર કે, માઇ બાપનારે લોલ. ૧૮
તે તો સાથે આવશે સાર, તે વઈકુંઠ પામશેરે લોલ. ૧૯
જે પાથર પુજે જુઠા દેવ, તે દાજખે જાશેરે લોલ. ૨૦
એમ બોલ્યા ગુર શમસ પીર, નાચો સત સંગેરે લોલ. ૨૧

## ગરબી બારમી.

ચેતો ચેતો તે ચંચલ ચેતીયારે લોલ. ૧
રમો રંગે તે રૂડા સતીયારે લોલ. ૨
છોડો મુરખાઈ લોભ કપટનેરે લોલ. ૩
તમે સમરો તે સારંગ પ્રાણનેરે લોલ. ૪
તમે પથરને માનો છો પ્રેમસુંરે લોલ. ૫
તેથી નહી પામો તમે બ્રાહ્મકુરે લોલ. ૬
એતો ગરબી ભવાની જુઠીયારે લોલ. ૭
એવા જોત કપટ કેરા મુઠીયારે લોલ. ૮
નાચે શું થાશે પ્રાણી તમે થાકશેરે લોલ. ૯
જુઠા રંગ રદેસું મ રાખજોરે લોલ. ૧૦
તમે કીધા છે જમવાના જોગીયારે લોલ. ૧૧
જુઠા કુડ કપટ તણાં ભોગીયારે લોલ. ૧૨
સરેવો કાસમ શાહા નર નામરે લોલ, ૧૩
તો પામસો તે વઇકુંઠ ઠામનેરે લોલ. ૧૪
ધ્યાવો ધરમ મારગ સતપંથનેરે લોલ. ૧૫
એવા સાચા સાહેબ સમરથનેરે લોલ. ૧૬
એમ ગુર પીર સમસ બોલીયારે લોલ. ૧૭
સરવે નાચણહારાનાં તાળાં ખોલીયારે લોલ, ૧૮

## ગરબી તેરમી.

ગુરજી આવ્યા સાતમી રાત કે, નાચે બહુ રંગેરે લોલ. ૧
ત્યાં સરવે નગરનાં મલ્યા લોક કે, નાચે ગુર સંગેરે લોલ. ૨
ગુર શમસે કથ્યા ગીનાન કે, અતી ઘણા ભાવથીરે લોલ. ૩
રતન જુગના કરી વિસતાર કે, સુણો સરવે સારથીરે લોલ. ૪
ત્યાં જખ નવાણું મલશે સાર કે, મેઘા સારથીરે લોલ. ૫
ત્યાં કીનર કરોડ બત્રીસ કે, મલશે ભાવથીરે લોલ. ૬
તારે તેત્રીસ કરોડ મુનીવર દેવ, વધાવે ગુર નરનેરે લોલ. ૭
પાંચ કરોડસું રાય પેલાજ કે, મલે સરવે દેવતારે લોલ. ૮
તારે હરીચંદ રાય કરે અરદાસ કે, જમાત આપણીરે લોલ. ૯
ત્યાં નવ કરોડશું પાંડવ દેવ કે, અતી રંગ રાયસેરે લોલ. ૧૦
પીર સદરદીન સાથે મલશે સાર કે, બાર કરોડીયાંરે લોલ. ૧૧
ગુર હસન શાહા સાથે અનત કરોડ જેણે વેદ પ્રમાણિયારે લોલ. ૧૨
ત્યાં મલશે સરવે પેગંબર દેવ કે, સવા લાખ સારથીરે લોલ. ૧૩
ત્યાં હાજર સરવે હુસેની દેવ કે, ઘુઠા નુર થકીરે લોલ. ૧૪
રતન જુગના સુણી વીસતાર કે, સહુ અચરત થયારે લોલ. ૧૫
પણ ન જાણે ખેલ ગુરજીના થાય કે, સહુ ગફલતે મોહી રહયારે લોલ. ૧૬
ગરબીયે વરત્યો જે જે કાર કે, ઓછવ મંગલારે લોલ. ૧૭
એમ સારિ રાત થયો આનંદ કે, સવારે સહુ ગયારે લોલ. ૧૮
તેની ચરચા અતી નગરમાં થાય કે, સહુ જન દેખવારે લોલ. ૧૯
એમ બોલ્યા ગુર સમસ પીર કે, ખેલ રચાવીયારે લોલ. ૨૦

## ગરબી ચઉદમી.



સતગુર સમસ એમ કહેરે ગાફલો, કેમ ઉતરશો પાર. ૧
પાથર રંગે રાચીયારે ગાફલો, પામો ન સીરજણહાર. ૨
ફોગટ ફેરા તમે શું ફેરોરે ગાફલો, ધ્યાવો તે સતપંથ ધરમ. ૩
પથર મુરત મુકીને ગાફલો, સતે છોડાવો કરમ. ૪
મુકો ભવાની માતનેરે ગાફલો, સરેવો અલી અવતાર. ૫
પાવલ નીરમલ પીવોરે ગાફલો, ધ્યાવો તે ધરમ આચાર. ૬
માનો કાસમ શાહા નુરનેરે ગાફલો, આલ ઈમામ કલીમાંહે. ૭
દીલના તે તાળાં ખોલીનેરે ગાફલો, જુવો તે મુગતના ઠામ. ૮
અનવરશ્રીએ સલામશારે ગાફલો, એ નરને પીછાણો તમે જોઈ. ૯
તેની કલાથી અમે આવીયારે ગાફલો, અમે પીર સમસ સોઈ. ૧૦
કોલ તમારે અમે આવીયારે ગાફલો, પાળો તે વાચા આજ. ૧૧
વાચક સાંભળી જે ચાલસેરે ગાફલો, તે કરશે તે અવીચળ રાજ. ૧૨
છેલો અખાડો આ જુગનોરે ગાફલો, ચેતો તમે મારા વીર. ૧૩
સતપંથ ધરમને માનજોરે ગાફલો, ધરી રીદામાંહે ધીર. ૧૪
પાખંડે પાર નહિ પામશોરે ગાફલો, સાચી કહું છું સતવાણ. ૧૫
કલજુગ સંધે ચેતજોરે ગાફલો, સમરો તે સારંગ પ્રાણ. ૧૬
ચેતણહારા તમે ચેતજોરે ગાફલો, પીયોને નીરમલ નીર. ૧૭
ગુરજી કહે તમને કથીને ગાફલો, એમ બોલ્યા સમસ પીર. ૧૮



## ગરબી પંદરમી.

ગુર કહેરે ગાફલો સાંભળોરે લોલ. ૧
એવા ફોગટ ફેરા તમે શું ફેરોરે લોલ. ૨
હવે નથી તે રૂપ અગ્યારમુરે લોલ. ૩

નથી કલજુગથી જુગ પાંચમોરે લોલ. ૪
આજ પરતક ગુર નર આવીયારે લોલ. ૫
તેણે માનખા તે રૂપ દેખાડીયારે લોલ. ૬
તે તો પાત્ર પીછાણો તમે સારથીરે લોલ. ૭
નહીતો ટલસો તે સીરજણહારથી લોલ. ૮
પછે પસતાવો કરસો તમે મુરખારે લોલ. ૯
જયારે પડશે તે સરવેના પારખારે લોલ. ૧૦
ગુર ઘણું કહે નાચણહારનેરે લોલ. ૧૧
કેમ ફોગટ નાચો તમે મુરખારે લોલ. ૧૨
ગુર ઓળખો તો આનંદ પામશોરે લોલ. ૧૩
તેથી અમર અમરાપુરી પામશોરે લોલ. ૧૪
હવે કોલ અમારા પુરા થયારે લોલ. ૧૫
એવા છેલ્લા સંદેસા સુધ હુવારે લોલ. ૧૬
ગુર સમશે કોલ દઈ પાળીયારે લોલ. ૧૭
આજ આવી કલીમાંહે પરવરીયારે લોલ. ૧૮

## ગરબી સોળમી.

તીથ આઠમી આવ્યા ગામના લોક, જુવે સરવે સારથીરે લોલ. ૧
ગુર શમસ ગાયે મીઠા બોલ, સુણે સરવે મલીનેરે લોલ. ૨
ગુર ભાંખે અમરત ગીનાન કે, આદ ઉણીયાદથીરે લોલ. ૩
જયારે રચ્યો જમીન આસમાન કે, પવન પાણીયારે લોલ. ૪
તારે ઉપની ચારેઈ ખાણ કે, અઢાર ભાર વનસપતીરે લોલ. ૫
તેનો દાદો આદમ ઈશ્વર સાર, તે રચ્યા નુર થકીરે લોલ. ૬
પેલા સઉથી ઉપના પંજેતન પાક, તે નુર થકી રચ્યાંરે લોલ. ૭
તે દીનથી ઉપજો સતપંથ ધરમ, જે જાણે મરમનેરે લોલ. ૮
જે માને મુખી ગત જુમલો જમાત, તે છુટાવે કરમનેરે લોલ. ૯

ગતમાંહે છે કળા અનત અપાર, સરવે ભરપુર છેરે લોલ. ૧૦
ગતમાંહે જખ મેગ કીનર સાર, દેવ તેતરીસ કરોડીયારે લોલ. ૧૧
ગતમાંહે છે વ્યાપક ઓલીયા સાર, જે તેજ ધરી રહયારે લોલ. ૧૨
ગતમાંહે છે ગુર નર વ્યાપક સાર, તે તેજ ધરી રહયારે લોલ. ૧૩
ગતમાંહે છે આપે સીરજણહાર કે, સદા ભરપુર રહયારે લોલ. ૧૪
એવો મુગતી મારગ તે ગતમાંહે, જે જાણે તે લીયેરે લોલ. ૧૫
તે તો ગાફલ દુનિયા ન જાણે કોઇ, જે ગફલતમાં રહેરે લોલ. ૧૬
ગુરજી કહે છે સમજાઇ કે, જાણો તમે જાણીયારે લોલ. ૧૭
એવો ભેદ બતાવે ગુરજી આપ કે, ભુલો મ મુરખારે લોલ. ૧૮
એમ બોલ્યા ગુર સમસ પીર કે, કથે ગુર ગનાનનેરે લોલ. ૧૯



## ગરબી સતરમી.

નર કાસમના ફરમાનથી ગુર સમસ પીર રમવા નીસરારે મા. ૧
તે તો ફરયા મુલક ચોવીસ માંહે, આપે શ્રી વર મીર રમવા નીસરારે મા. ૨
પેલા ચીણબ નગરીયે પરવરયા, ત્યાં બોલ્યા સુરજાદેનાર રમવા નીસરારે મા. ૩
પછે મેરૂએ દીઠા ખેલ ઘણા, તેનુ નઇ કોઇ પાર રમવા નીસરારે મા. ૪
પછે આવ્યા તે ઉચ નગરમાંહે, પેગંબરના પરીવાર રમવા નીસરારે મા. ૫
ત્યાં બાવદીનને ભુંડો કરી, સીંગડા કીધા પ્રકાશ રમવા નીસરારે મા. ૬
તારે મુઓ જીવાડયો ગુરજીયે, કીધા ખેલ અનત અપાર રમવા નીસરારે મા. ૭
તારે સુરજ મંગાવ્યો સતગુરૂએ, તે દીઠો સરવે સંસાર રમવા નીસરારે મા. ૮
એવી કુદરત ગુરે આપે કરી, તે આપો આપ મોરાર રમવા નીસરારે મા. ૯
ત્યાંથી આવ્યા અનલવડમાંહે, નાચ્યા ગરબીમાંહે રમવા નીસરારે મા. ૧૦
તે તો મુરખ મરમ ન બુજતા, તે ભુલા ફરે ગેમાર રમવા નીસરારે મા. ૧૧
ગુર ગનાન કથીને સરવે કહે, સાથે અનત અપાર રમવા નીસરારે મા. ૧૨
એવા ચારેઇ વેદ વતાવતાં, કથે ચારે કીતાબ રમવા નીસરારે મા. ૧૩

એવી સાખા સરવે સત તણી, મારગ સતપંથ ધરમ રમવા નીસરારે મા. १४
એવા છેહલા તે વેદ કુરાન, ગુર કે છે વાણ અનેક રમવા નીસરારે મા. १५
એ તો પુરા પુરવ પુન તણા, સમજે જે કોઇ જન રમવા નીસરારે મા. १६
તે ગુર કહે અમર હુવા, તે આજ કલ છેલી સંધ રમવા નીસરારે મા, १७
એવો ગુર સમસે ભાંખીયા, સાચો એહી ગનાન રમવા નીસરારે મા. १८

## ગરબી અઢારમી.

ભુલા મ ભુલે ભમજોરે હીન્દુઓ, જુવો છો શું શું મરમ. १
પાથર પુજે શું પામશોરે હીન્દુઓ, માથે લીયો છો કરમ. २
ફુલ ચડાવો છો પાથરનેરે હીન્દુઓ, ભુલી મ જાઓ ગેમાર. ३
ભુલે જે વણસે સારથીરે હીન્દુઓ, તે કયાંય ન પામે ઠામ. ४
ત્રણ વેદ જે ધીયાવતારે હીન્દુઓ, વહી ગયો અવસર જેહ. ५
વહી ગયા નવ અવતાર અરે હીન્દુઓ, ધીયાવો તમે છે જેહ. ६
વહિ ગયા બ્રાહમણ ભરમારે હીન્દુઓ, થયા હુસેની ઈમામ. ७
વહી ગઇ પુજા ગઉતણીરે હીન્દુઓ, પુજો અલીજીનુ નામ. ८
અડસઠ તિરથ ચલ ગયારે હીન્દુઓ, તે કળા ભરમા ભરપુર, ९
બોત ભમીને શું ફરોરે હીન્દુઓ, પીયો તમે નીરમલ નુર, १०
માથા પથરમાંહે શું હણોરે હીન્દુઓ, ઓલખો નર કાસમશા અવતાર. ११
કહેક નગરિમાં જે રહેરે હીન્દુઓ, તે સાહેબ વર દાતાર. १२
તેને આરાધતા છુટશોરે હીન્દુઓ, સાચું કહું તમને આજ. १३
વાસો વઇકુંઠ પામશોરે હીન્દુઓ, કરસો તે અવીચળ રાજ, १४
હુરા પચાસ તમે પામશોરે હીન્દુઓ, લેસો જો સતપંથ ધરમ, १५
ગતમાંહે પાપ છોડાવજોરે હીન્દુઓ, તો ટળશે સઘળાં કરમ. १६
પીર શમસ એમ ભાંખીયારે હીન્દુઓ, કહું છું તે છેહલી વાણ, १७
ભુલે મ ભુલો મુરખારે હીન્દુઓ, સરેવો તે સારંગપ્રાણ, १८

## ગરબી ઓગણીસમી.

તિથ નવમી આવ્યા ગુરજી આપ, રમે સરવે સારથીરે લોલ. ૧
તેમાંહે રમ્યા આપે સુજાણ, કથી વાણિ ઘણીરે લોલ. ૨
કરયાં પંજેતન પાકના વખાણ, ઉપાવણ નુરનીરે લોલ. ૩
જયાં સરજયા કુતબ તારા નુર, તે પંજેતન પાકનારે લોલ ૪
તે તો સીતેરહજાર વરસ ઉગમતા સાર, ફરી એમ ઉગતારે લોલ. ૫
તે તારા નબી માહમદ નામ, અલી સીર તાજીયારે લોલ. ૬
જેના હંસ ગલામાં ફાતમા નુર, જાણુકે જેમ વીજળીરે લોલ. ૭
તેને બે કાને દુર ઈમામ હસન હુસેન સમાવે તેજમાંરે લોલ. ૮
તેને નુર રમ્યા સાત પાતાલ, રચાવ્યો આસમાનનેરે લોલ. ૯
તેણે અરસ કુરસને કીધા આપ, લોહ કલમ સરજીયારે લોલ. ૧૦
ત્યાં લોહ કલમથી લખ્યા નામ, મુનીવર દેવનારે લોલ. ૧૧
જે સતપંથ ધરમ ધીયાવે જન, લખ્યા તેને ધરીરે લોલ. ૧૨
તારે દસોંદનો માંડયો દેવાકાર, જેણુથી છુટશોરે લોલ. ૧૩
તે તો કાયા કસીને દિજે દાન, દસોંદ શુધ કરીરે લોલ. ૧૪
એતો પ્યારી છે નરજીને આપ કે, જે જન કસાવતારે લોલ. ૧૫
એતો ગુર નરે બતાવી કસણી સાર, મુનીવર તમે કરજોરે લોલ. ૧૬
તો પામશો તમે પેલે પાર કે, અવિચલ રાજીયારે લોલ. ૧૭
એમ બોલ્યા ગુર શમસ પીર કે, સરસે કાજીયારે લોલ. ૧૮

## ગરબી વીસમી.

પીર નાચીને કંથે ગનાનરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧
તમે સમજો તે સતની સાનરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૨
તમે જુઠાસુ કીધા આચારરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૩
ગુર કહે છે વારોઇ વારરે માં, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૪

તમે ભુલો છો કાંય સહુ સાથરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૫
પીરે આવીને ઝાલ્યો છે હાથરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૬
તમે ખોજો તે વેદનું સારરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૭
ભુલી જાઓ તે કાંહે ગેમારરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૮
પીર કરેછે ખેલ આજરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૯
તમે ગાફલ થીયા સીયે કાજેરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૦
તમે સરેવો તે સતપંથ જનોરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૧
દ્રઢ રાખીને આપણું મનરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૨
તમે મુકો તે ઠાકર દેવરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૩
એવી સમજ રાખો તતખેવરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૪
તમે પાવલે પવિત્ર થાશોરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૫
તો વેહેલા તે વઇકુંઠ માંહે જાશોરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૬
એમ બોલ્યા છે ગુર શમસ પીરરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૭
તમે રાખો રદામાંહે ધીરરે મા, એમ સમજાવીને ગુર કહેછેરે મા. ૧૮

## ગરબી એકવીસમી.

સત મારગ સતવંતીયા સાંભળો સરવે જન, ગુર સમસ કેછેરે મા. ૧
તમે ખોજો તે સાર પુરાણની થાશે નીરમલ મન, ગુર સમસ કેછેરે મા. ૨
આજ ગરબીયે આનંદ વરત્યા કાંયે ભુલો ગેમાર, ગુર સમસ કેછેરે મા. ૩
સતમાર્ગે દેવતાની મલી રહયા તમે પરખો તે પરખણહાર, ગુર સમસ કેછેરે મા. ૪
જખ મેગ કીનર તરી ગયા તેતરીસ કરોડ દેવ. ગુર સમસ કેછેરે મા. ૫
તેને દેખે જે મન નીરમલ કરી દોઈ કરમ તતખેવ, ગુર સમસ કેછેરે મા, ૬
પેહલાજ હરિચંદ મલી રહયા સત ધરમે પાંડવ વિર, ગુર સમસ કેછેરે મા. ૭
તેને દેખે જે મન નીર્મલ કરી અને રાખી રદામાંહે થિર, ગુર સમસ કેછેરે મા. ૮
તેતો સાચા રખીસર તરી ગયા જેણે રાખ્યો દ્રઢવિશ્વાસ, ગુર સમસ કેછેરે મા. ૯
તેતો ભાગ્યુ જઈ રહયા જયાં ગત ગંગાનો વાસ, ગુર સમસ કેછેરે મા. ૧૦

ચોથે પીર સદરદિન જાણજો તે બાર કરોડ સાથ, ગુર શમસ કેછેરે મા. ૧૧
તે નીર્મલ મન કરી દેખસે જે ઝાલે અમારો હાથ, ગુર સમસ કેછેરે મા. ૧૨
છેટ્લી સંધે અનતના સમરથી તેનુ પીર હસનશા નામ, ગુર સમસ કેછેરે મા. ૧૩
તે ગત ગંગામાંહે વ્યાપક રહે રાત દીવસ હોઇ પ્રકાસ, ગુર સમસ કેછેરે મા. ૧૪
જે આવે સતપંથ ધરમ માંહી તે પામે મુગત દીદારે. ગુર શમસ કેછેરે મા. ૧૫
જે કોઇ પુરવ પુને સાચા હશે તે ઓધરસે નર ને નાર, ગુર સમસ કેછેરે મા. ૧૬
એવિ ગરબી ગાય સતગુર તે પાઠ કરી પ્રકાશ, ગુર સમસ કેછેરે મા. ૧૭
જે કોઇ આવસે સતપંથ ધરમમાં તે હોસે હરીના દાસ, ગુર સમસ કેછેરે મા. ૧૮

## ગરબી બાવીસમી.

ગુર વદીયા દસમી રાત કે, આવીયા ગરબીયેરે લોલ. ૧
તારે નાચે અનત અપાર કે, રંગે સરવે રાચીયારે લોલ. ૨
તારે એક બ્રાહમણ શંકર નામ તે, ગરબી તજી ગયારે લોલ. ૩
તેણે ન જાણ્યો ગુરજીને સાર કે, ચમતકાર છેરે લોલ. ૪
તેનું પુરવ પુન કાચો સાર કે, તેણે મેલ્યો ભરમનેરે લોલ. ૫
તે અસલ કમાઇમાં ઓછો સાર કે, તે શું જાણે સમરથીરે લોલ. ૬
બીજા સરવે નગરના લોક કે, મલી કરી સાંભળેરે લોલ. ૭
તે સહુ જાણે ગુરજીને સાર કે, કો હે જન દેવતારે લોલ. ૮
બીજા પાંતરીસ પંડીત પડે પુરાણ કે, તેણે સરવે જાણિયારે લોલ. ૯
સહુ મુકી પુરાણને સાંભળે વાણ જે સતગુર મુખે કહેરે લોલ. ૧૦
તે તો સમજયા સતના વચન કે, સમજ રદે ધરેરે લોલ. ૧૧
સરવે પંડીતના સુધરયા મન કે, બહુ રલીયાત થયારે લોલ. ૧૨
તેણે સમજી તે સગલી પેર કે, ગુરજીના બોલનીરે લોલ. ૧૩
ત્યાં સાત નફેરી વજાડે તુર કે, કથણ ગુરના કથીરે લોલ. ૧૪
ગુરજીના રંગના વજાડે ઢોલ કે, ગાહોત વજાડીયારે લોલ. ૧૫
ત્યાં થાય બહુ જે જે કાર, દેખે સરવે માનવીરે લોલ. ૧૬
સરવે જન ત્યાં અચરત થાય, સુણે કાન ધરીરે લોલ. ૧૭
ગુર બોલ્યા સમસ પીર કે, સુણો સરવે ચીત દઇરે લોલ. ૧૮

## ગરબી તેવીસમી.

ગુરજી કહે છે મીઠી વાણુ કે સહુ સાંભળતારે. ૧
તમે સમરો તે સારંગ પ્રાણુ કે જીવ રખે ભુલતારે. ૨
તમે સરવે ચીત દઈ સાંભળો કે સહુ નર નારીરે. ૩
એવો સતપંથ ધરમ ધીયાવો કે દુનીયા સારીરે. ૪
તમે વણજો તે આછેરા વણજ કે વીયાપક રહીનેરે. ૫
રૂડા સતપંથ મારગ ધરમ કે નીજ ગનાન લઈનેરે. ૬
તમે સમજો તે આછેરા મરમ કે પાવલ પીજોરે. ૭
તો છુટશે તમારા સરવે કરમ કે દસોંદ દેજોરે. ૮
તમે કાયા કસી કરી કાઢજો કે સહુ સતપંથીરે. ૯
એવા રૂડા ધરમ તમે કરજો તો થાવો સમરથીરે. ૧૦
તમે ભુલો મ વારો વાર કે મારગ જાણુારે. ૧૧
અમે આવ્યા છીએ તમારે દવાર તે અમને પીછાણુારે. ૧૨
અમે વાચા તમારી પાલી કે તમે શું કહોછોરે. ૧૩
રહી અનત કરોડી ઓધારિ, તેમાં કેમ રહોછોરે. ૧૪
તમે આવો તે અનત માંહે કે ધરમને ધિયાવોરે. ૧૫
તો પામશો તે વઇકુંઠ વાસ જો હકને કમાવોરે. ૧૬
એમ બોલ્યા છે શમસ પીર કે ચેતીને ચાલોરે. ૧૭
તમે રાખો રૂદામાં ધિર કે દસોંદ આલોરે. ૧૮

## ગરબી ચોવીસમો.

તારે વાગા તે ગીનાંનના વાજારે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧
આવી ઉભા તે સરવે રૂખા રાજરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૨
ત્યારે વાજી છે જંત્રી ધરમનીરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૩
છુટી તાલ તે સઘળી કરમનીરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૪

આવી નાચે તે મોટા ભુપાલરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૫
ઉભા છે તે છાડી પઇયાલરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૬
ત્યારે આનંદ અતિ ઘણો થાયરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૭
ત્યારે હતો જે નગરનો રાયરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૮
તેને ગરબીની થઇ છે જાણુરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૯
આવ્યા ગરબીમાં સારંગપ્રાણુરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૦
રાય ચાલી આવ્યા તેણે ઠાંઇરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૧
સરવે પરધાન તેને સાથરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૨
દીઠી કળા કુદરત ગુરનીરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૩
મલી રઇયત સરવે નગરનીરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૪
સહુને અચરત અતી ઘણો થાયરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૫
આવી ગુરજીને લાગા છે પાયરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૬
એમ બોલ્યા છે સમસ પીરરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૭
તમે સતપંથ આરાધો વીરરે મા, ખેલ કીધા તે ગુર સમસેરે મા. ૧૮

## ગરબી પચીસમી.

જયારે આવી છે છેલ્લી રાત કે, મલ્યા સરવે સારથીરે લોલ. ૧
ગુરે કીધા છે ખેલ અપાર કે, મલ્યા સરવે રૂસીરે લોલ. ૨
રાય રઇયત મલ્યા અપાર કે, ગુરજીને પાયે પડયારે લોલ. ૩
એવી ગુર સમસજીને પાસ કે, સહુ વીનતી કરેરે લોલ. ૪
ગુર આપો અમને તમારો ધરમ કે, સરવે એમ કહેરે લોલ. ૫
તો છુટે સરવે અમારા કરમ કે, સતી સતમાંહે રેજોરે લોલ. ૬
તારે બ્રાહમણ સરવે મુકી પુરાણ કે, ગુરજીને પાયે પડયારે લોલ. ૭
કહે ગુર વતાવો તમારો ધરમ કે, એમ સરવે કરગરેરે લોલ. ૮
અમે મુકયો સરવે ઠાઠ કે, તમ સતગુર થકીરે લોલ. ૯
હવે ત્રન વેદથી નહી રહ્યું કામ કે, કરો તમે સારથીરે લોલ. ૧૦

તમે ગુરૂજી સાચા મુસલમાન કે, બતાવો દીનનેરે લોલ. ૧૧
અમે હિન્દુ મુકી જુઠા દેવ કે, આરાધીયે દીનનેરે લોલ. ૧૨
અમે કુરસણુ આછા લાવીયે સારૂ કે, તો ફળ પામીયેરે લોલ. ૧૩
તમે આપો અમને તમારો ધરમ, તો રૂદામાંહે રાખીયેરે લોલ, ૧૪
અમે કુડાં સાસ્ત્ર કાઢયા આય કે, બતાવો કુરાનનેરે લોલ. ૧૫
તમે આલો અમને આછો ધરમ કે, દેખાડી હીસાબનેરે લોલ. ૧૬
ગુરે કીરપા કીધી આપણી સાર કે, બ્રાહ્મણ નીમીયારે લોલ. ૧૭
ત્યારે અવીચળ વાણી સમસ પીર, ગુરે મુખથી કથીયારે લોલ. ૧૮

## ગરબી છવીસમી.



ગુરે બુધ્ધયાને મારગ બતાવીયારે લોલ. ૧
સરવે બ્રામણોને ધરમજ આલીયારે લોલ. ૨
ત્યારે ધરમ લીયા રાય રાણીયેરે લોલ. ૩
સરવે નગરની રૈયત પ્રાણીયેરે લોલ. ૪
જતી જોગીયે ને જોગને છોડીયારે લોલ. ૫
રૂદે સત ધરમથી જોડીયારે લોલ. ૬
આવી સન્યાસીએ સન્યાસપણા છોડીયારે લોલ. ૭
રૂડા સતપંથ મારગમાંહે આવિયારે લોલ. ૮
ત્યાં વેરાગીયે વેરાગને છોડીયારે લોલ. ૯
ચીત સતપંથ મારગ માંહે જોડીયારે લોલ. ૧૦
સહુ પુજારે પુજાને મેલીયારે લોલ, ૧૧
રંગ ધરમ મારગ માંહે રેલીયારે લોલ. ૧૨
ત્યાં સલાબાર તાળડા તુટીયારે લોલ. ૧૩
રદે સરવેને ગુર આવી ઉઠીયારે લોલ. ૧૪

નાંખી ગરબી સમુદ્રમાંહે સાબદીરે લોલ. ૧૫
લીધિ સતપંથ મારગની ઓધીઆરે લોલ. ૧૬
ગુર સમસ મહેર કરી બોલીયારે લોલ. ૧૭
કુડા કુફરાનના તાળા સરવે ખોલીયારે લોલ, ૧૮

## ગરબી સતાવીસમી.

ગુરે કાઢી છે પાવલ હાથે, અમીજલ ભરયાંરે. ૧
પાવે સહુ સહુને મેલવી સાથે, પીરે મહેર કરયાંરે. ૨
સરવે સતપંથે પાવન કીધાં, અમીરસ પાઈનેરે. ૩
નરે દીધો છે આપે દીદાર, કાસમ શાહા આવીનેરે. ૪
ત્યાં નગર માંહે આનંદ થાય, કે સહુ ઓચરે ગનાનેરે. ૫
મુખી ગતમાં થાપ્યા સાર, આપે છે સરવે દાનરે. ૬
સરવે દાન દસોંદ સુધા, મુનીવર થયારે. ૭
ગુરે આપે કરી છે બહુ મહેર, અનત માંહે લાવીયારે. ૮
ત્યાં સરવે નગર તણાં, કે સીધ્યાં કાજરે. ૯
તે તો કરશે અમરાપુરી માંહે, ભાઇ અવીચલ રાજરે. ૧૦
જે કોઈ જાણી જોઇ ભુલીયા, તે ઠામ ન પાવેરે. ૧૧
ભુલી મુગતીથી થયા છે બહાર, તે ધરો ઘર ભમેરે. ૧૨
જેણે લીધો છે સતપંથ ધરમ, કે મુરખ નહી પાલેરે. ૧૩
તેને માથે ચડે છે બહુ કરમ, કે નગર માંહે વાલેરે. ૧૪
તમે ધરમ આરાધો મોરા ભાઇ, કે પામો પેલે પારરે. ૧૫
હોવે સાચી તમારી કમાઇ, જાશો સરગ દુવારરે. ૧૬
એવિ ગરબી ગાય છે આપે કે ગુર સમસ પીરરે. ૧૭
જાશે મુમન ભાઇયુના પાપ કે તમે કરજો દિદારરે. ૧૮

## ગરબી અઠાવીસમી.



એવી ગરબી સંપુરણ સાર, ગુર સમસ બોલ્યા વીચાર. ૧
જે કોઈ સાંભળશે એકહી મન, તેના સહસ્ત્ર ઘણેરા પુન. ૨
જે કોઈ ગાય તે નર ને નાર, તે તો પામશે પેલે પાર. ૩
જે કોઇ સતપંથકી ગરબી ગાય, તેના પ્રાચત સરવે જાય. ૪
એવી ખેલ રમત થઈ છે ભારિ, સતે સાંભળજો નર ને નારી. ૫
વાસો વઇકુંઠ તો તમે પામો, સતે ગરબીને જો તમે ગાવો. ૬
ગાઇ ગરબી આરાધો ધરમ, તો પાપ છુટે જુગાજુગના કરમ. ૭
જે કોઇ સતપંથકી ગરબી સુણીયા. તેના તરે એકોતેર પુરીયા. ૮
જેણે રાખ્યો છે દ્રઢ વીશ્વાસ, તે તો હોસે અલીના દાસ. ૯
જે કોઇ ગાય અલીના દાસ, તે તો પામસે વઇકુંઠ વાસ. ૧૦
જે કોઈ ભણશે થાવર રાત, તે તો થાશે તે અમર જાત. ૧૧
સાચો સીદક રાખો મોરા ભાઇ, તો હોવે સાચી તમારી કમાઇ. ૧૨
રાખો રખીસર રદામાંહે ધીર, એમ બોલ્યા છે ગુર શમસ પીર ૧૩
પીરે કોલ કીધા તેથી આવ્યા, કેવે મારગે કરી સમજાવ્યા. ૧૪
એવો સમજીને ખોવો છો હોંસ, પછે પીરને મ દેજો દોસ. ૧૫
પીરે હરકે હરકે કરી સમજાવ્યા, જેણે સતપંથકુ ચીતમાં લાય. ૧૬
તે તો ઓધરયા નર ને નાર, પીર સમસ બોલ્યા વીચાર. ૧૭
એવી ગરબી સંપુરણ સાચ, સાચા ગુરજીની સાચી વાચ ૧૮



# આપણા દીનને લગતા વાંચવા યોગ્ય પુસ્તકો.

## વેદિક ઇસલામ કી. રૂા. ૨)

ઇસમાઇલીયા આગાખાની પંથના છુપા ભેદો જે આજ સુધી જાહેર રીતે પ્રગટ થયા નથી તે ખુલાસા સાથે સમજાવેલ છે. કુરઆને શરીફની આયાતો, મોઅતબર હદીસો તથા વેદ અને ગીતાના શ્લોકોના સિદ્ધાંતો વડે હિન્દુ મુસલમાનોની અઇક્યતા આ ગ્રંથમાં અજાયબ રીતે પુરવાર કરવામાં આવી છે. ૧૩૦૦ વરસથી પ્રકાશીત થએલ ઇસલામ દીનમાં અજાણમાં રહી ગએલી વીગતો તથા ખુલાસા, શીયા ઇસમાઇલીયાની બગર તાઅસ્સુબી વલણ સહીત દંભી અને ભોળવાલુ ઇમાનદારોને છક કરી નાંખે છે.

## ઈમામે મોજુદ ભાગ ૧ લો ૨ જો કી. રૂા. ૫ા

ઈમામે મુબીન યાને જાહેર ઈમામની સચ્ચોટ દલીલ કુરઆને શરીફમાં મોજુદ છે, જ્યારે ઈમામ ગેબ કે પરદે થયાની હકીકત તદન પોકળ અને કુરઆને શરીફની શહાદત વગરની છે એવું સચ્ચોટ પુરવાર કરનાર પુસ્તક.

આ કીતાબ દાઉદી વહોરા તેમજ ઇસના અશરી ખોજા ગૃહસ્થોને દરેક પ્રતનો એક આનો પોસ્ટેજનો મળેથી મફત મોકલવામાં આવે છે.

## ઈઝહારે હકીકત ભાગ ૧ લો ૨ જો કી. રૂા. ૧)

"**હકીમ સલીમ**" નામે સુન્ની સુફી જે ટુંક વખત થયા ઇસમાઇલી થયેલ છે, તેની ઝમકતી કલમથી ઉરદુ હરફ અને ઝબાનમાં લખાયેલ ઇમામી ઇસમાઈલી દીનની સચ્ચાઇ અને ખુબી, પાક કુરઆને શરીફ તેમજ હદીસ, મશનવી વગેરે સંખ્યાબંધ દાખલા દલીલોથી ચોરાશી વિષયોથી આશકારા કરી આપેલ છે. **તેનો શુદ્ધ ગુજરાતી તરજુમો.**

કોઈ પણ કોમનો વિદ્વાન અને સમજુ ગૃહસ્થ આ પુસ્તક વાંચતાં ઇસમાઇલી દીનની ખુબીના વખાણ ખુલ્લા દીલે કરે એવી આ કીતાબ છે.

ઈસના અશરી ખોજા ગૃહસ્થો અને દાઉદી વહોરા ગૃહસ્થોને આ કીતાબ પોસ્ટેજના ત્રણ આના મળેથી તદન મફત મોકલવામાં આવશે.

ફેલાવો કરવા અરથે લેનારને તદન મુદ્દલ નીચે મુજબ ભાવે આપવામાં આવશે.
કોપી ૧૦૦૦ રૂ. ૬૦૦) કોપી ૫૦૦ રૂ. ૪૦૦) કોપી ૨૫૦) રૂ ૧૭૫) કોપી ૧૦૦) રૂ. ૭૫)
છુટક નકલ રૂ, ૧) ઉરદુ તથા ગુજરાતી સાથે બાંધેલી રૂ. ૧ાા

લખો :—

**મુખી લાલજીભાઇ દેવરાજ.**
૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નં. ૯.